# Forgiveness of sins

# પાપોની માફી

( તેના ત્રણ રૂપમાં )

**By Geo. C.**

અનુવાદક

**B. I. Patell.**

Retired Head Clerk

B.B.&C.I. Railway.

આવૃત્તિ પહેલી 1952

કી. ૦-૧-૦

૧૫૨૩૪
ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ

# Forgiveness.

# પાપોની માફી.

## અનંત, મેળાપ કરાવનાર તથા સરકારી.

આકાશના દૃષ્ટિબિન્દુથી જોતાં પાપનાં ત્રણ મોટાં પરિણામ માલમ પડે છે:—

૧. તેનું અનંત પરિણામ.
૨. ઇશ્વરની સાથેના મેળાપનું પરિણામ.
૩. સરકારી પરિણામ.

પાપનાં આવાં ત્રણ પરિણામો જોતાં ધર્મ શાસ્ત્ર અમારી આગળ તેની માફીના ત્રણ રૂપ દેખાડે છે. પહેલાં તો અમે ફક્ત તેનાં નામ પાડીએ અને પછી પ્રભુ પર ભરોંસો રાખીને અમારા વાંચક વર્ગની આગળ વધારે ખુલાશો કરીશું.

૧. પહેલીનું નામઃ—અનંત અથવા છુટકારાની માફી.
૨. બીજીનું નામઃ—ઈશ્વરની સાથે મેળાપના અનુભવવાળી માફી.
૩. ત્રીજીનું નામઃ—સરકારી માફી.

૧ અમે ખ્રિસ્તી થઇએ છીએ ત્યારે પ્રથમ તો અમને આ પહેલી માફી મળે છે. આ રૂપનાં પાપોની માફી મળ્યા વગર ખરૂં પૂછો તો. ધર્મ શાસ્ત્ર કોઇને પણ ખ્રીસ્તિ ગણતું નથી. ઈસુ ખ્રીસ્તે પોતાનું બહુ મુલ્ય લોહી વહેવડાવ્યું, તેની અવિકારી અસરે અમારે માટે

અનંત છૂટકારો ખરીદયો છે. તે ઇસુ ખ્રીસ્ત ઉપર પસ્તાવિક પાપી વિશ્વાસ કરે છે, ત્યારે તેને આ છુટકારો મળે છે. અને તે ખ્રીસ્તિ થયો. એમ ગણાય છે. આ રૂપને અમે અનંત તારણની માફી કહીએ છીએ.

૨ જ્યારે જ્યારે કોઈ ખ્રીસ્તી માણુસ, ભુંડાઇને પોતામાં આવવા દે, અને પવિત્ર આત્માને ખેદિત કરે, ત્યારે બીજા પ્રકારની માફીની જરૂર પડે છે. જે છોકરૂં બાપની સાથેના પોતાના સગપણને સમજે છે, પણ કાંઇક પાપ કરવાના કારણથી તેની સાથે સુખ ભોગવવાનું થોડા વખતથી ખોઈ બેઠું છે તેને આ બીજા રૂપની માફીની જરૂર પડે છે, આને આપણે બહાલ કરનારી માફી કહીશું.

૩ આ દુનિયામાં પરમેશ્વર પોતાના લોકોની સામે કેવી જુદી જુદા રીતે વર્તે છે, એ જણાવે તે આ ત્રીજા રૂપની માફી છે. એને અમે સરકારી માફી કહીએ છીએ. આવા સંબંધમાં જ સરકારી એ શબ્દ ઘણા ભાઇને પ્રથમ તો નવાઈ જેવો લાગશે. પણ અમે પ્રાર્થના કરીએ છીએ કે વાંચનાર, કેવલ આ શબ્દનો અર્થ ન સમજે પણ એના અસલ મતલબનો ભેદ પવિત્ર આત્માની મારફતે તેઓના હૃદય સુધી ઉંડા પહોંચે.

---

# પ્રકરણ ૧ લું.

## અનંત અથવા છુટકારાની માફી.

આ પ્રકારની માફીમાંથી ચાર જરૂરી સવાલ નીકળે છે, જેના જવાબ પરમેશ્વરના વચનથી મળે છે:—

અમારે માટે તે કેવી રીતે મેળવાય છે?
અમે તેને કેવી રીતે ગ્રહણ કરીએ?
અમને તેનો વિશ્વાસ શી રીતે પડે છે?
અમારા ઉપર તેની શી અસર થશે?

## ૧ અમારે માટે તે કેવી રીતે મેળવાય છે?

અમારે માટે તે કેવી રીતે મેળવાય છે? આ સવાલનો જવાબ સમજવામાં ઘણી ભૂલો થાય છે. ઘણા લોકો સમજે છે કે જો દીલ લગાડીને પ્રાર્થના કરીએ, રડીએ, કુટીએ તો આસ્તે આસ્તે આ માફી અમને મળશે. બીજાઓનું કહેવું એવું છે કે, જો હવે પછી અમારી ચાલ ચલણ સુધારીશું તો પાછલાં પાપ માફ થઈ જશે. પણ આવા લોકો ભૂલ કરે છે. કેમકે જ્યાં સુધી પરમેશ્વરનો પવિત્રતા તથા ન્યાય પણાનો દાવો પુરો ન થાય, ત્યાં સુધી તે માફ નહીં કરશે. પણ હે વાંચનાર, જો તમે શાસ્ત્રની વાણી સાંભળશો તો આ મુશ્કેલ વાત સહેલી અને સાફ થઇ જશે. ફક્ત ખ્રીસ્તના લોહીથીજ અમારો છુટકારો થાય છે. ન્યાયીપણાનો દાવો એવો છે કે જેને માટે અર્પણ

ચઢે, તેનો છુટકારો પણ થાય. જરા બાઇબલમાં જુઓ; કેમકે રક્તથી જ પ્રાયશ્ચિત થાય છે (લોહીથીજ). લોહી વહેવડાવ્યા વગર પાપની માફી થતી નથી." માત્થી ૨૬; ૨૮, "એ નવા કરારનું મારૂં લોહી છે, જે પાપોના નિવારણને માટે ઘણા ને સારૂં વહેવડાવાય છે."

એફેસ. ૧; ૭. "એમાં એના લોહીને આસરે, તેની કૃપાની સંપત પ્રમાણે. આપણને ઉદ્ધાર, એટલે પાપની માફી છે."

બીજી કોઈ વાત છે ? ના. કોઈ ખાસ કામથી અથવા આખી દુનિયા મેળવવાથી, જો માફી મળી જતી હોત, તો શું પરમેશ્વર પોતાના પ્રિય પુત્રને શરમ ભરેલા દુઃખોથી અને વધસ્તંભના બેઈજ્જતી મોતથી ના બચાવત ? તેણે જ્યારે ગેથસેમાના બાગમાં પ્રાર્થના કરતાં કહ્યું કે ઓ મારા બાપ, જો બની શકે તો આ વાટકો મારાથી દૂર કર" માત્થી ૨૬; ૩, જો ખ્રીસ્તના મોત તથા અર્પણ વગર પ્રાર્થનાથી અમારો છુટકારો થતો હોત તો શું ખ્રીસ્તની પ્રાર્થના ના સંભળાત ? તે વખતે તેની વેદના, કષ્ટ, તથા લોહીનાં ટીપાં જેવા પરસવાનો વિચાર કરો. તેની આંખોમાંથી આંસુ પડતાં હતાં અને તેણે મોટેથી બુમ પાડી કે જો બની શકે તો આ વાટકો મારાથી દૂર કર" આ શબ્દ શું તમારા અંતઃકરણમાં ઘણી ઉંડી અસર નહીં કરે ?

જો અમારો છુટકારો પ્રાર્થનાઓ વા ભજન સેવાઓ વા છાતી કુટવાથી થતો હોત તો સવાલ એ છે કે ખ્રીસ્તે પ્રાર્થના વડે અમારો છુટકારો કેમ ના કરાવી દીધો ? જો છુટકારો થયો હોત તો પછી વધસ્તંભની શી જરૂરીઆત રહેત ? જે કંઈ ગેથસેમાનીના બાગમાં થયું તે વધસ્તંભના અર્પણ પહેલાં થયુ, "એક વાર ફરી આ શબ્દોનો વિચાર કરો, 'જો બની શકે તો" એવું શું હતું, કે જે પરમેશ્વરથી

પણ ના બની શક્યું ? એવું શું હતું કે પરમેશ્વરની ઇચ્છા સરખી પણ ના થઇ ? ન તો એ ઘડી અને ન તો એ વાટકો દૂર થયો. વધસ્તંભ પર શું શું થયું ? આ વાતોનો વિચાર કરશો તો, પછી કદી તમારા મનમાં એમ નહી આવે કે બીજી કોઇ પણ રીતે માફી મેળવી શકાત ફક્ત તે અમારે માટે ખ્રીસ્તે પોતાનું લોહી વહેવડાવીને મેળવી છે.

જો કચેરીમાં તમારા ઉપર ફાંસીનો હુકમ થઇ ચુકયો હોય, તો શું માફી માગવાથી છુટકારો થઇ શકે ? કદી નહી આવો ભારે ફોજદારી કેસ ના હોય પણ અદાલતમાં કરજદારીના મામલામાં કોઈ માણસને કેદમાં જવાનું થયું હોય, તો હાથ જોડવાથી આ કરજ ઉતરી જશે ? હવે પછી કરજ કદી નહી કરૂં, એવો, વાયદો કરવાથી, શું હીસાબનો થોડો ભાગ ચુકી જશે ? તમને સારી પેઠે માલુમ છે કે આવી બહાના બાજીઓનું કંઈ પણ જોર ચાલતું નથી.

જ્યારે ઇનસાફ દાવો કરે છે કે, યાતો સજા થતી જોઈ, અથવા કરજ અદા કરવું જોઇએ, ત્યારે કાલાવાલા, સારી ચાલ ચલણ, હવે પછી કદી કરજ નહી કરૂં, પસ્તાવિક હૃદય. દેખાડવાથી માણુસિક ઇનસાફ તમારો છુટકો કરતો નથી, તો પછી પરમેશ્વરના સિંહાસન આગળ આવી વાતો, તમારે માટે માફી મેળવશે એવી આશા તમે કેવી રીતે રાખી શકો છો ?

આ વાતથી અલગ જડજ બોલેલો છે. પરમેશ્વરે પોતે આ મુદ્દાનો ફેંસલો બીલકુલ ભુલ ન પડે અથવા એકલીયા વકીલી દલીલોથી ઉડાવી ન શકાય એવા સાફ શબ્દોમાં લખ્યો છે. તેણે જાહેર કર્યું કે, **"લોહી વહેવડાવ્યા વગર પાપની માફી થતી નથી."** એ માટે પ્યારા વાંચનાર, ખાત્રીથી જાણજો કે મંજુર કરેલા અર્પણના લોહી

સિવાય બીજું કંઇ પણ પરમેશ્વરની આગળ તમારાં પાપોની માફી નક્કી કરવાનાં કામમાં આવશે નહીં, હેબ્રી. ૯; ૨૨ જો લોહી વહેવડાવાનું નથી, તો પાપની માફી પણ નથી. એટલા માટે પ્રિય વાંચનાર નક્કી જાણજો કે પરમેશ્વર આગળ તમારા પાપોની માફી મંજુર કરેલા અર્પણ સિવાય બીજા કશાથી મળતી નથી.

પણ પ્રભુનો ઉપકાર માનો જેણે ન્યાયપણાનો દાવો કર્યો તેણે કૃપામાં તે પુરો કર્યો.

યજ્ઞવેદીની શર્તો ન્યાયાસનના દાવાઓને પહોંચીવાળી. જેણે કહ્યું કે "એ લોહી છે જે તમારા આત્માને માટે પ્રાયશ્ચિત કરે છે, તેણે જ વળી કહ્યું છે કે મેં તમને વેદીપર લોહી આપ્યું છે. લેવી. ૧૭; ૧૧. તેથી વિશ્વાસી જન એમ કહી શકે કે, એમાં, એના લોહીને આસરે, એની કૃપાની સંપત પ્રમાણે અમને ઉદ્ધાર એટલે પાપની માફી છે. એફે. ૧; ૭, એ હકીકતો પર ધ્યાન દો, ૧. પરમેશ્વરની કૃપાએ મુળ વાત. ૨ ઇશુ ખ્રીસ્તનું લોહી, એ અમારી માફીનું સાધન ઇશ્વરની કૃપાએ હલવાન (ખ્રીસ્તે) આપ્યું ને ખ્રીસ્તના લોહીએ માફી મેળવી છે. કૃપાનો આત્મા પાપી માણસોમાં ચારે ગમ ઢંઢેરો વગાડે છે તથા હૃદયભંગીત પસ્તાવિક પાપીને માફ કરતાં ઇશ્વર મનમાં ખુશી ખુશી થઇ જાય છે. તે ઘણાં પાપોને માફ કરે છે. મફત માફ કરે છે, "જ્યારે તેઓની પાસે કંઇ વાળી આપવાનું ન હતું, ત્યારે તેણે (મોટું મન રાખીને) બેહુને માફ કીધું. લુક. ૭; ૪૨.

જ્યારે કોઈ ઇસ્રાએલ પાપમાં પડી જતો અને માફી મેળવવાને માટે પાપાર્થાર્પણ ચઢાવવું પડતું, ત્યારે ત્રણ જરૂરી વર્તો કરવાં પડતાં. ૧. યહોવાહની આગળ લોહી ચઢાવ્યા પછી તે યજ્ઞ વેદીની ચડમાં ઢોળી દેવાતું. ૨. ગુનેગારના બદલામાં જે જાનવર ચઢાવતા

હતા તેનું શરીર છાવણીની બહાર બાળીને ભસ્મ કરી દેવાતું. કેવો ગંભીર નમુનો જે ઇશ્વરની ભસ્મ કરનારી આગ નીચે પાપી જનને લઇ જાય છે. ૩. ચરબી જે ચઢાવાનો સૌથી સારો ભાગ છે તે યજ્ઞ-વેદી પર બાળી નંખાતો અને તેની સુવાસના ઇશ્વરને પહોંચતી હતી તેથી ગુનેગારના બદલામાં જે જે થયું તે સર્વ ઇશ્વર કબુલ રાખીને માફ કરી દેતો હતો, લેવી. ૪; ૩૧.

હવે આ ત્રણ વાનાં, એટલે લોહીને વહેવડાવવું. ચઢાવાને (કુરબાનીની) છાવણીની બહાર ભસ્મ કરવું, અને ચરબીનો હોમ કરવો આ ત્રણ કામ ફરી કદી કરવામાં આવતાં નહોતાં. આવાતો મહાયજ્ઞ તથા અસલી અર્પણ સાથે સબંધ રાખે છે જ્યારે પરમેશ્વરનો દાવો ચુકવી દીધો છે, લોહી વહેવાઈ ગયું છે અને અસલી હોમ પુરો થવાથી પરમેશ્વરનો ક્રોધ પુરો થઈ ચુકયો છે, તો પછી કોઈ બીજો યજ્ઞ બીજી વાર કેવી રીતે થઈ શકે?

એનું પરિણામ વિશ્વાસી જનને હમેશાં મલતું રહે છે, અને તેની અવિકારી અસરના કારણથી ખ્રીસ્તના લોહીને બીજીવાર લગાડવાની જરૂરીઆત રહી નથી. ખોરાક બીજીવાર તેને લગાડવું અશકય છે. કેમકે જેઓને પવિત્ર કરવામાં આવે છે, તેઓને તેણે એકજ અર્પણથી સદા-કાળને માટે પરિપૂર્ણ કર્યા છે." હેબ્રી. ૧૦; ૧૪.

## ૨. માફી ગ્રહણ કરી.

ફક્ત લોહી એકલાથીજ માફી મેળવાએલી છે અને તે વિશ્વાસ એકલાથીજ અમને મલે છે.

કૃપાએ તેની તજવીજ કરી છે,  
લોહીએ તે મેળવી છે,

આત્માએ તેનો ઢંઢેરો પિટયો છે.
વિશ્વાસે તેને કામમાં લીધી છે.

જે ઘડીએ અમે ઇસુ ખ્રિસ્તના કીંમતી લોહીપર વિશ્વાસ કરીએ છીએ, તે ઘડીએ તેની પુરેપુરી અનંત અસર અમારા આત્માઓને લાગુ પડે છે અને તે કાયમ રહે છે, લોહીની મારફતે થએલી માફી તેજ ઘડીથી અમારી થઈ ચૂકી છે. આ વાતની પવિત્ર આત્માએ શાસ્ત્રમાં સાક્ષી પુરી છે, ને તેના વિષે સઘળા ભવિષ્યવાદીઓ સાક્ષી આપે છે કે, જે કોઈ તેના પર વિશ્વાસ કરે છે, તે તેના નામથી માફી પામશે. પ્રેરિ. ૧૦,૪૩. એ માટે ભાઇઓ, તમને એ માલુમ થાય કે, એના વડે પાપોની માફી તમને પ્રગટ કરાય છે, અને જે વિષે મુસાના નિયમ શાસ્ત્રથી તમે ન્યાયી ઠરી શકયા નહીં, તે બધા વિષે દરેક વિશ્વાસ કરનાર, તેનાથી ન્યાયી ઠરે છે, પ્રેરિત. ૧૩,૩૮,૩૯.

ગયા વખતમાં કોઇ ખરેખરાં સારાં કામોથી અથવા હવે પછી ખરી રીતે અમારી ચાલ ચાલણુ સુધારીશું એવું વચન આપવાથી એ મલતી નથી, પણ ફક્ત કોઈ બીજાનાં સારાં કામ તથા ચાલ ચલણપર વિશ્વાસ કરવાથી એ ફાયદો અમને મળે છે, એટલે જેને દેવે મુર્દામાંથી ઉઠાડયો અને તેથી સાબીત કર્યું કે વધસ્તંભ પરનું બધું કામ મારે કબુલ મંજુર છે, ઈશુ ખ્રીસ્તને તેણે સજીવન થવા સારૂ ઠરાવ્યો, તે તેના લોહીની મારફતે વિશ્વાસથી ઠરે છે, એ માટે કે, અગાઉ થએલાં પાપની માફી જે દેવની સહનતામાં થઇ, તે વિષે તે પોતાનું ન્યાયપણું દેખાડે, એટલે હમણાંના કાળમાં પોતાનુ ન્યાયપણું દેખાડે, એ માટે કે પોતે ન્યાય છતાં પણ જે ઈશુ પર વિશ્વાસ રાખનાર છે, તેને ન્યાયી ઠરાવનાર થાય. રૂમી. ૩, ૨૫, ૨૬.

વિશ્વાસી જન જે ઇશુના મોત પહેલાં મરી ગયાં હતાં તેઓનાં પાપ, જે મહાયજ્ઞ થવાનો હતો, તે ધ્યાનમાં રાખીને સહન કીધાં અને પોતાને ન્યાયી દેખાડયો. જો કે આવું પ્રભુની ધીરજથી થયું, તોપણ ન્યાય, પ્રમાણે તેઓનું દેવું એક પુરા દાવામાં અદા કરવાનું હતું, વધ-સ્તંભ પર જે લોહી વહેવડાવ્યું છે, તેની કીંમતના કારણથી વિશ્વાસી જનને હાલમાં માફી મલે છે.

## ૩. અમને તેની ખાત્રી શી રીતે થાય?

જેના ઉપર અમારો પક્કો ભરોંસો હોય તેવો કોઇ માણુસ અમને કોઇ વાત કહે, ત્યારે અમે નિઃસંદેહ માનીએ છીએ.

અમને ભરોંસા લાયક માણુસથી, અમને જરૂરી ખબર મલવી જોઇએ, ધારો કે તમારે કોઇ બીજા ખંડના બંદર પર આગબોટમાં બેસીને જવું છે. પણ આગબોટ ગાઇડમાં જોવાથી તે બંદરના નામ સામે ' ખબર આવી નથી ' એમ લખેલું મલ્યું, એટલે જ્યારે ગાઇડ છપાતી હતી ત્યારે બોટ ઉપડવાનો વખત જહાજ ઓફીસથી આવ્યો, નહોતો, જો ફક્ત તમારી ખબર ગાઇડમાંથીજ, મલવાની હતી તો બોટ ઉપડવાની પક્કી ખબર તમે કેવી રીતે મેળવત? એ બધું કામ ધારણા ઉપર રહ્યું છે. નક્કી ખબરની તો કંઇ વાતજ પુછવી નહિ. વળી ધારો, કે તમને જરૂરી ખબર મળી પણ ગાઇડના બીજા પાંના પર એમ વાંચવામાં આવે છે કે, માલીકો ભુલચુકને માટે જવાબદાર નથી. આવી હાલતમાં તેને કેવી રીતે ખાત્રીપૂર્વક માની લેશો?

પણ જ્યારે અમે સુવાર્તાની સાક્ષી પુરીએ છીએ ત્યારે અમારે જાણવું જોઇએ કે, પરમેશ્વર, પોતે તેનો કર્ત્તા છે. પરમેશ્વર બોલ્યો છે. (હેબ્રી. ૧; ૧, ૨) પરમેશ્વરનું વચન સદા ટકે છે. અને જે વચન,

તમને સુવાર્તાથી પ્રગટ કરાયું, તેજ એ છે. ૧ પીતર ૧: ૨૫. એ તો પરમેશ્વરની વાણી છે અને એટલા માટે જેમ પાઊલે ફરીથીઓને કહ્યું તેમ, પરમેશ્વર સાચો છે તેથી તમારી પ્રત્યે મારી વાત હા તથા ના નહતી, પ્રેરિત પાઊલ તથા પીતરના મોં મારફતે કેવાં સાફ અને સમજાય એવાં પરમેશ્વરનાં વચનો નિકળ્યાં છે, દાખલા તરીકે જુઓ. પ્રેરિ, ૧૦, ૪૩, તેના (ખ્રીસ્તના) વિષે સઘળા ભવિષ્યવાદીઓ સાક્ષી આપે છે કે જે કોઇ તેના નામપર વિશ્વાસ કરે છે, તે તેના નામથી પાપની માફી પામશે." શું આ કરતાં વધારે સાફ કોઇ વાત થઈ શકે છે? હવે પ્રેરિતોના કૃત્યના ૧૩ મા અધ્યાયની ૩૮, ૩૯ મા કલમો જુઓ, આ માણસની (ખ્રીસ્ત) ની મારફતે તમને પાપોની માફી પ્રગટ કરવામાં આવી છે અને જે સર્વ વિશ્વાસ કરે છે તે સઘળા, તમામ વાતમાં એના વડે ન્યાયી ગણાયા છે, (આ જગાએ અંગ્રેજી બાઇબલમાં જુઓ. ભી. ઇ. ૫)

યદી. પ્રભુ, ઈસુખ્રીસ્ત, તથા તેના કીંમતી લોહી ઉપર વિશ્વાસ કરવાથી પરમેશ્વર જાહેર કરે છે કે માફી તમારી છે અને પરમેશ્વર સાચો છે, તો પ્યારા વાંચનાર માફી તમારી થઇ ચુકી છે.

પણ કદાચ, તમે કહેશો કે, મારો વિશ્વાસ બહુ કમજોર છે તેથી મારાં પાપોની માફી થઇ ગઇ છે એવો દાવો હું કરી શકતો નથી; તો અમે ફક્ત એટલું જ પુછીએ છીએ કે, શું તમારા કમજોર વિશ્વાસમાં એટલી બધી તાકાત રહી ગઈ છે કે ખ્રીસ્ત પર તમારો આધાર રહેવા દે નહીં? શું તેના પરજ તમારો ભરોસો છે? શું તેના કીંમતી લોહી એકલાજ પર તમારો દાવો છે? ત્યાર પછી તમારો વિચાર. દાવો કરો કે ના કરો પણ પરમેશ્વરનું વચન એ આશિરવાદ તમને મળી ગયાનો દાવો કરે છે, અને તમારે ફક્ત આમીન

કહેવાનું છે જે કોઇ તેના પર વિશ્વાસ કરે તે પાપોની માફી પામશે. જે સર્વ વિશ્વાસ કરે, તે સઘળી તમામ બાબતોમાં એના વડે ન્યાયી ગણાય છે.

કોઇ પણ માણસની લાગણીની સાક્ષી પર ભરોંસો રખાય નહીં પરમેશ્વરના વચનની, સાક્ષી નક્કી હોય છે. વળી મનની લાગણીઓને વળગી રહેવું સામાન્ય લાગે છે પણ મનમાં ઉઠેલા તરંગોથી માફી થઇ છે એવો આધાર કોઈ રાખતું નથી,

જો લાગણીઓના કારણથી મને કોઈ વાત નક્કી લાગે અને તેથી મનમાં ખુશી થાય, તો એ લાગણીઓ માફ થવાના કારણથી થઈ અથવા હું પોતાને ઠગું છું, એ વાતનો ફેંસલો મને કોણ કરી આપશે ?

પાપની માફી વિષે મારી લાગણીઓ મને ખાત્રી કરી આપે તે પહેલાં મારી લાગણીઓ સાચી છે એવી ખાત્રી હોવાની જરૂર છે.

આ ઉપરથી એમ ના સમજવું કે અમે મનની લાગણીઓ અથવા દીલના ખ્યાલોને રદ કરવા માગીએ છીએ અને એ પણ ના સમજવું કે તેઓની અમે કશી કદર કરતા નથી. પણ અમારી પક્કી લાગણીઓ તથા ખ્યાલ છે કે, હરેક વિશ્વાસીજનને જ્યારે માફી વિષે પુરતી ખાત્રી થઇ જાય છે ત્યારેજ તેના દીલમાં ખ્યાલો તથા ખુશી ભરપુર થાય છે. જેમ લખ્યું છે કે વિશ્વાસ રાખવામાં અખંડ હર્ષ તથા શાંતિ ભરપૂર મળે છે. રૂમી ૧૫,૧૩ વળી આ શાંતિ અસલી પણ હોય છે; કેમકે એ ઇશ્વર તરફથી મળે છે. આમ છતાં પણ એવું બની શકે છે કે ઉપર લખવા મુજબ પાયામાં ઈશ્વર ન હોય અને ફક્ત અમારા ખ્યાલો પર આધાર રહેતો હોય, એવી શાંતિ

જુઠ્ઠી નીકળી જાય છે જેમકે, સરકારે એક તોહમતદારને ફાંસી ચઢાવવાનો હુકમ કાઢ્યો અને ફાંસી દેવાના ઠીક વખત પર એક સરકારી નોકર ઘોડે ચઢીને આવ્યો અને આજુબાજુ ઉભેલા લોકોમાં થઈને ઘણી ઝડપથી ગયો, અફવા ઉડી કે માફીનો હુકમ લાવ્યો છે અને તે તહોમતદાર સુધી પહોંચી ગઈ. તો તહોમતદારના મનમાં કેવી ઉમેદ પેદા થઇ હશે ? પણ જો એ અસલી હુકમ ના હોય તો એને કેવો દગો થાય. કારણ કે જે ફક્ત માણસના મગજની બનાવટ થઇ, અથવા તો શાંતિદાયક થઇ; પણ સરકારી હુકમ પર સહી શિક્કાની કમી રહેવાથી દગો થયો.

અમારી માફીની ખાત્રી રાજની સત્તાવાળી પક્કી હોવી જોઇએ અમને તે સર્વોપરી સત્તાથી એટલે પરમેશ્વરના વચનથી મલવી જોઇએ. જ્યારે અમને તે મળે છે ત્યારે જરૂર તેમાંથી સંતોષ મળે છે. પણ કદી ખાત્રીની સંતોષ સાથે ગરબડ કરી દેશો નહીં, કેમકે ખાત્રી પછી સંતોષ થાય છે. કદી ખ્યાલ ના કરશો કે ગમે તેટલી સંતોષકારક લાગણી તમને ખાત્રી કરે, પણ જરૂર ખાત્રીની સાથે સંતોષ લાગેલો છે. એ વાતો પર ખુબ ધ્યાન દો.

પરમેશ્વર બોલ્યો તેથી મને ખાત્રી છે.

મને ખાત્રી છે તેથી મને સંતોષ તથા આરામ છે.

## ૪ તેની શી અસર અમારા પર થશે ?

આ બાબતમાં સૌથી ભારે ભૂલ કદાચ એવા વિચારથી થાય છે, કે અમને માફી મળે, અને અમારી ચાલચલગત તથા તૃષ્ણાઓ પહેલાંની માફક, જેમને તેમ બની રહે, અને કંઈ પણ તેનું કામ જીવનમાં ના દેખાય, એ કેમ બને ? માફી પામેલા માણસના મનમાં ત્રણ મોટી અસરો પેદા થાય છે:—

૧. હર્ષ. જેનું ઉલ્લંઘન માફ થયું છે તથા જેનું પાપ ઢંકાયું છે તેને ધન્ય છે, જે ગીત માફ થયેલા માણસ વિષે આ પ્રમાણે શરૂ કરે છે તે ખુશીના પોકાર સાથે પુરૂં થાય છે ગીત. ૩૨; ૧, ૧૧

૨ એ પ્રેમ કરે છે. જેને થોડું માફ થયું છે, તે થોડો પ્રેમ રાખે છે. આ શહેરની બાયડી જેનાં ઘણાં પાપ માફ થયાં છે તે ઘણો પ્રેમ કરે છે. લુક ૭.

૩ એ બીક પેદા કરે છે. ઇસુખ્રિસ્તમાં પરમેશ્વરનો માફ કરનાર પ્યારની બીક રાખીને ચિંતાતુર બનાવે છે, એવું બીજા કશાથી બની શકતું નથી. હે યહોવા, જો તું દુષ્ટ કામો જોઇ લે, તો હે પ્રભુ, કોણ ઉભો રહી શકે ? પરંતુ તારૂં ભય રહે માટે તારી પાસે માફી છે. ગીત ૧૩૦; ૩, ૪.

આ બીક ગુલામોના જેવી નથી, પરમેશ્વરનો પ્યાર ખોઇ બેસવાની આ બીક છે. કે તેને નારાજ નહિ કરવો પરમેશ્વરે અમને પ્યાર કર્યો જે કદી બંધ થનાર કે બદલાઈ જનાર નથી તે પ્યારને ઓળખવાથી આ ભય, પેદા, થાય છે; જ્યારે અમે બીલકુલ પડી ગએલા હતા, તથા નાશમાંથી પોતાને બચાવી શકતા નહોતા. ત્યારે તેણે અમને પ્યાર કર્યો અને તારણને માટે તેની મહેરબાનીના ભાગીઆ કર્યા. જેથી હંમેશાંને માટે અમારૂં તારણ થયું. આવા પ્યારા પ્રભુને નારાજ કરવાની બીક કોણ નહી રાખે ? ઓ પ્રભુ, કોણ તારૂં ભય નહિ રાખે અને તારા નામનો મહિમા નહિ કરે ?

---

# પ્રકરણ ૨ જું.

## બહાલ કરનારી માફી.

આંખોથી જોવાતું નથી. અને આંખો જતી રહે છે આ બે વાતમાં બહુ ફરક છે. આંખોમાં થોડાં રજકણો પડવાથી કોઇ માણસ આંખોનો સુખભોગ બીલકુલ આંધળાના કરતાં વધારે કરી શકતો નથી તો પણ કોઇ એમ નહી કહે કે, એની દૃષ્ટિ જતી રહી છે. દુઃખ દેનાર રજકણોને કાઢી નાખો અને તે હમેશાંની માફક ફરી જોઈ શકશે.

આ પ્રમાણે જ્યારે કોઇ ખ્રિસ્તીમાં ભુંડાઇ દાખલ થાય છે, ત્યારે તે પોતાનું સગપણ જે બાપની સાથે છે તે ચાલ ચલણમાં ભૂલી જાય છે, જાણે કે કદી થયું નહોતું. પણ એ જાણવાની બહુ જરૂર છે કે સગપણ કંઈ ફરક કર્યા વિના કાયમ રહે છે. સગપણ તેનો ભોગવટો કરવા ઉપર આધાર રાખતું નથી, પણ તેનો ભોગવટો એ સગપણની સંગતીમાં ચાલવા પર આધાર રાખે છે.

આ જગાએ કંઇક ગંભીરતાથી નીચું જોવાનું છે, તો પણ અમારા આ વિષયના આ ભાગ પર વિચાર કરતાં પુષ્કળ તાજગી આપે છે, ખ્રિસ્તના પ્રેમના અજવાળામાં અમારી નિષ્ફળતા બહુ શરમ ભરેલી દેખાય છે, પણ તેથી તેના પ્રેમના કમી થવાને બદલે તેથી પ્રેમ જાહેર કરવાને નવી યોજના નિકળી આવે છે. એ પ્રમાણે આપણે વાંચીએ છીએ, અને જો કોઇ પાપ કરે તો બાપની પાસે આપણો વકીલ છે એટલે ઇસુ ખ્રીસ્ત જે ન્યાયી છે તે.

૧ યોહાન. ૨; ૨, ફેંસલામાં અમારી જગા લેવાથી સંતોષ ન માનીએ તો અમારો કેસ આકાશમાં પણ ચલાવી લેશે. તે કદી પોતાના લોકોને મૂકી દેશે નહી. કદી નહી, કેટલી કૃપા!

વધસ્તંભનું કામ કદી બીજીવાર કરી શકાશે નહીં. ફરી કદી નહી કારણ કે તારનાર પાપોના ફેંસલાનો સવાલ ઉપાડી લેશે. જ્યારે તેણે બુમ પાડી સમપૂર્ણ થયું, ત્યારે તેણે વિશ્વાસી જનને માટે આ સવાલ સદાને માટે ચુકવી દીધો. બીજી રીતે જોતાં તેનું આકાશી વકીલનું કામ હજી સુધી પુરૂં થયું નથી. અને તેની ખરીદેલી મંડળીને પાપ અડકી ન શકે, એટલે દૂર પહોચાડી ન દે ત્યાં સુધી પુરૂં થવાનું પણ નથી. તમે લક્ષપુર્વક જોશો કે જ્યારે અમે પાપ કરીએ છીએ ત્યારેજ અમારો આકાશી વકીલ કામ કરવા લાગે છે, અને તેથીજ વિશ્વાસી જન પસ્તાવો કરીને બહાલ થાય છે, પણ એમ ના સમજવું કે વિશ્વાસીજન પસ્તાવો કરીને બહાલ થાય છે. એમ હોય તો પછી વકીલનું કામ રહેતું નથી. ઓહો? કેવો સ્તુતિપાત્ર અને પુરો વકીલ ઘેર પહોચતાં સુધી આખે રસ્તે બચાવનાર વકીલ તે છે.

અમારા બહાલ થવાની વિગત ટુંકામાં આ તેની તરફથી છે. હવે અમારી તરફ જોઇએ. જો આપણે આપણાં પાપ કબૂલ કરીએ, તો આપણાં પાપ માફ કરવા તથા આપણને સર્વ અન્યાયથી શુદ્ધ કરવાને તે વિશ્વાસું તથા ન્યાયી છે. ૧ યોહન. ૧; ૯ આ કરતાં વધારે સાફ શું થઈ શકે? કેવી સાફ રીતીની આ શીખવે છે, કે સચ્ચાઈથી પાપ કબૂલ કર્યું છે તો નકકી તે પાપ માફ થયું છે. "વિશ્વાસુ તથા ન્યાયી' આ બે શબ્દો કેવા સંગીન છે? ન્યાય પ્રમાણે એકવાર ચુકવી દીધેલા દેવાની અમને કેવી યાદ દેવાડે છે કે જે વધસ્તંભનો ફેંસલો ફરી કદી કરવાનો નથી. જો ખ્રીસ્તે વધસ્તંભ પર ન્યાય પ્રમાણે

અમારા પાપનો સવાલ ચુકવી દીધો ન હોત, તો ન્યાય પ્રમાણે સિંહાસન આગળ અમારો કેસ લઇ શકત નહીં. ગુનાને માટે દુઃખ ભોગવ્યા વિના માફી માંગવી એ એવું કહેવા બરાબર છે કે અમે પરમેશ્વરને કહીએ કે આંખો મીચીને અમારા પાપ માફ કર. એવું કદી થઈ શકવાનું નથી. કેમકે ખ્રીસ્તે પણ એકવેળા પાપોને સારૂ એટલે ન્યાયીએ અન્યાયીઓને બદલે સહ્યું, એ માટે કે આપણને દેવની પાસે તે પહોંચાડે. ૧ પીતર. ૩; ૧૮. અને એટલા માટે અમારાં પાપોને જે ઘડીએ અમે કબૂલ કરીએ છીએ તેજ ઘડીએ માફ કરવાને પરમેશ્વર વિશ્વાસું તથા ન્યાયી છેઃ તેથી અમને બહાલ કરે છે.

પણ અફસોસ, બહાલ કરવામાં કોઇ કોઈ વાર ઘણી ઢીલ થાય છે, ફેંસલો કર્યા વિના અને કબૂલ કર્યા વિનાનું પાપ બેદરકાર માણસના દીલમાં જમાવ કરી દે છે અને સાદઈથી કબૂલ કરવાને બદલે કપટથી ચુપ રાખે છે. આ સર્વ વખતમાં બહાલ કરવાને માટે પરમેશ્વર ઉઘાડી રીતે પોતાનું કામ ચલાવે છે. દાઉદના વિષે એવુંજ કરેલું દેખાય છે. ગીત. ૩૨. એની દુઃખદાઇ વાત સાંભળો. જ્યારે હું ચુપ રહ્યો ત્યારે આખો દીવસ કણવાથી મારાં હાડકાં જીર્ણ થયાં, કેમકે રાત દિવસ તારો હાથ મારા ઉપર ભારે હતો, મારૂં પાણી બદલાઈ ગયું અને ઉનાળાનું સુકાણ થયું, તાવ ચઢવાથી હેરાન થએલા બીમાર જેવો તે (દાઉદ) થયો. આરામ પામવા માટે ઘડીમાં આ બાજુ અને ઘડીમાં પેલી બાજુ કરનટ લેવા લાગ્યો પણ કંઈ ચેન પડતું નહતું. જ્યારે કોઇ વિશ્વાસી જન મેળાપથી વિખૂટો પડી જાય છે. ત્યારે આવી બેચેની તેને થાય છે જે તેનાં પાપ હોવાનું નિશાન છે. તોફાની સમુદ્રની માફક તેને શાંતિ થતી નથી.

શું, દાઉદની બેચેની અને ત્યાર પછી થએલા સંતોની બેચેની, કોઇ પાપ છુપાવી રાખવાના કારણથી ન હતી? જેનો ફેંસલો કર્યો નહીં અને કબૂલ પણ કર્યું નહીં પણ આખરે જ્યારે દીલને મોં ઉઘડે છે ત્યારે કેવી પૂરી તથા મફત માફી મળે છે, 'મેં કહ્યું કે યહોવાહની આગળ હું મારાં ઉલંઘન કબૂલ કરીશ, અને તેં મારા પાપનો અન્યાય માફ કીધો.

અગર વાંચનાર ઉપર લખેલા દુઃખી ભકતોમાંના એકના જેવા તમે હો તો આગળ વાત કરવા પહેલાં અમે વિનંતિ કરીએ છીએ કે તમે પરમેશ્વરની આગળ ઉંધા પડો, તેની સર્વદર્શી પવિત્ર આંખ નીચે તમારી ગુજરી ગયેલી જીંદગીને એક વાર ફરી જુઓ, તમારાં પાપો કબૂલ કરો, તમે પોતે ફેંસલો કરો, જે ભુંડું છે તેમાંથી કંઈ છુપાવશો નહીં, જે પવિત્ર નામ તમે લો છો, તેને લાયક જે નથી તે પાછું રાખશો નહીં. અરે આ કામ હમણાંજ કરો, હમણાંજ કરો પરમેશ્વર તમને મુફત કબુલ કરશે. તે ઘણી ક્ષમા કરશે. તમે બેઆ-રામ અને દુઃખી થઈ ગયા છો, તેથી એમ ના ધારશો કે પરમેશ્વર નારાજ થયો છે, એમ પણ ના ધારવું કે તમારા નિષ્ફળ થવાથી તેનો વિશ્વાસ પણ ઘટી ગયો છે. તમારી પ્રત્યે જે કાળજી તે રાખે છે, તે દેખાડવા માટે જો ફટકા મારવાની જરૂર જણાય તો તે માર-વામાં એક પણ જરૂર કરતાં વધારે તે મારશે નહી; અને જે ફટકા તમને પડશે તે તેના સમપુર્ણ પ્રેમના પ્રમાણમાં હશે. ગીત ૮૯; ૩૦–૩૪. જે પર પ્રભુ પ્રીતિ કરે છે, તેને તે શિક્ષા કરે છે ને જે હરેક પુત્રનો તે અંગીકાર કરે છે તેને તે કોરડા મારે છે. હેબ્રી. ૧૨; ૬.

---

# પ્રકરણ ૩ જું.

## સરકારી માફી.

પરમેશ્વરના બંદોબસ્તની રીતિઓ કરતાં સાધારણ ખ્રીસ્તીઓની સમજણમાં કમ આવેલો હોય, એવો કોઈ બીજો વિષય નથી. એમ છતાં પણ તેના લોકોના સર્વ યુગોના ઇતિહાસમાં તથા તેના પવિત્ર વચનનાં પાંનામાં તેના રાજ વિષે સાફ લખેલું છે. હવે એ નક્કી જાણવું કે જ્યાં સુધી અમે તેના રાજ વિષે પક્કી વાત નહી જાણીએ ત્યાં સુધી સરકારી-માફીનો અર્થ નહીં સમજાશે. એ માટે પ્રથમ આ બાબતમાં થોડું કહેવાની જરૂર છે.

## પરમેશ્વરના રાજની રીતિઓ.

ગલાતીઓના ૬ અધ્યાયની ૭ થી ૯ સુધીની કલમોમાંથી તમને એનો સાફ હેતુ માલમ પડશે. અમે એટલો ભાગ નીચે ઉતારીએ છીએ:–

ભૂલો મા, દેવની ઠઠ્ઠા કરાતી નથી; કોઈ માણુસ જે કંઈ વાવે તેજ તે લણશે; કેમકે પોતાના દેહને સારૂ જે વાવે, તે દેહથી વિનાશ લણશે; પણ આત્માને સારૂ જે વાવે, તે આત્માથી અનંત જીવન લણશે. તો સારૂં કરતાં આપણે થાકવું નહી; કેમકે જો કાયર ન થઇએ. તો ઠીક વખતમાં લણીશું. આ દુનીઆમાં જ્યારે અમે કોઈ અમુક કામ કરીએ છીએ ત્યારે ધારેલું કામ સફળ થાય છે. પરમેશ્વર અંધકારનાં છોકરાંને માટે અને વિશેષે કરીને પોતાનાં છોકરાંને માટે એમ થવા દે છે. જે કંઈ માણુસ વાવે છે, તેજ તે કાપે છે. દાખલા તરીકે, સાધારણ કહેવત કે, ખૂન ઢાંકયું નહીં રહે; આ કહેવતનું મૂળ શું છે? એમાં કંઈ શક નથી કે એની જડ ઉત્પત્તિના અધ્યય ૯; ૫, ૬. મલે છે. અને " તમારા જીવના રક્તનો બદલો

હું ખચિત માગીશ; દરેક માણસના ભાઈની પાસેથી માણસના જીવનો બદલો હું માગીશ. જે કોઈ માણસનું રક્ત વહેવડાવે તેનું રક્ત માણસથી વહેવડાવાશે." હરકોઇ માણસ જે વાવે તેજ તે કાપશે. માણસોની સાથે પરમેશ્વરની વર્તણુંક કરવાની રીતિઓની આ સારી નોંધ રાખી છે જેથી તેના સિદ્ધાંતનું બરાબર જ્ઞાન થાય છે. આ વાત કૃપાથી બીલકુલ જુદીજ છે, હવે અમે જોઈશું કે કોઇ માણસ પરમેશ્વરની કૃપાથી પુરૂં સુખ ભોગવતો હોય છે, તો પણ તે રાજના કાયદાને તાબે રહેલો છે. વળી પરમેશ્વર દૈહિક કાયદા ઉપરાંત જવાનો અખત્યાર રાખે છે જેથી દૈહિક વાવેલા બીજથી કૃપાનું કામ આગળ વધારે છે આ દુનિયામાં જ્યાં રાજ કરવાનો સવાલ છે ત્યાં એ વાતની જરૂર નથી કે પાપ કબૂલ કરવા પર તેની પુરેપુરી માફી થાય. દુનિયામાં રાજ, તથા સ્વર્ગમાં કૃપા, એ બેની વચ્ચે જે ફરક છે તે, જો વાંચનાર સમજશે તો તેને ફાયદો થશે.

પણ કોઈ કહેશે કે, હમણાંજ તમે દેખાડયું કે પાપનો પુરેપુરો ફેંસલો હમેશાંને માટે થઈ ચુકયો છે, તો પછી આ શી વાત છે?

જ્યારે ઈસુ ખ્રીસ્ત વધસ્તંભ પર હતો અને કહ્યું કે પુરૂં થયું ત્યારે કબુલ કરેલા પાપનો અંત આવ્યો; પરમેશ્વરના ઈનસાફમાં અમારા તારણને, એનું કાંઈ લાગે વળગે નહી એટલે તે પછીનાં પાપોને પણ. વળી તે વખતે પ્રમાણીકપણે સાચાઇથી હૃદયભંગીત થઇને માની લીધેલાં પાપોનો પણ પાર આવ્યો જે અમારા સગપણના સુખમાં આડે આવી સકે નહીં. પણ એક લેખે પૃથ્વી પરના પરમેશ્વરના રાજના સબંધમાં તેઓનો અંત લાવવાની જરૂર નહોતી, એ વાત યાદ રાખવાની ઘણી જરૂર છે.

સમજાય એવું એક દૃષ્ટાંત આપું છું, ધારો કે, એક માણસ હતો જે જાથુ દારૂ પીતો હતો. પછી તે ખ્રીસ્તી થયો અને તેની જુની આદતો અને દુનિયાની દોસ્તી મૂકી દીધી. અને ઘણાં વર્ષ સુધી તેની ચાલ ચલણ બહુ સારી રહી. સાચાઇમાં તે વધતો ગયો, અને પરમેશ્વરના કામમાં બીજાં માણસોને ઉપદેશ કરતો હતો. એક શેઠે તેને ખરા વિશ્વાસુ માણસની જગા આપી જ્યાં એક ઠરેલ માણસ જોઇએ. આ પ્રમાણે થોડાં વર્ષ નીકળી ગયાં, અને પછી! હાય! હાય, તેનો પ્રેમ ટાઢો પડયો, આકાશી વાંનાની તેની ભૂખ તથા તરસ ઘટતી ગઈ. વળી દૈહિક સુખભોગ કરવામાં તે વધતો ગયો. જુની મઝા તાજી થઈ. ખૂબ સુધરેલા નમૂના પ્રમાણે દુનિઆની મંડળીઓ તેનામાં આસ્તે આસ્તે દાખલ થઇ; તેઓની મંડળીઓ તેને પહેલાંના જેવો કંજુસ ગણતી નથી. આસ્તે આસ્તે, તે તેમની મિજબાનીઓ તથા મેળાવડાઓમાં ગયો. ત્યાં તેને આવકાર મળ્યો. એક દિવસે એવું થયું કે તે પોતાના શેઠના કામ બાબત શહેરમાં ગયો અને સાંજે પાછા ઘેર જતાં જુવાન દોસ્તને તે મળવા ગયો, જે અધ-ખ્રીસ્તી દુનીઆચાહનાર હતો. આજ કાલ એવા લોક બધે મળી આવે છે. તેણે એને એક તાજગીબક્ષ ગ્લાસ લેવાને કહ્યું, પણ એણે પ્રથમ તો ના કહ્યું, દોસ્ત તરીકે જરા વધારે દબાણ કરવાથી તેણે તે પીધું અને પછી એક બીજું ગ્લાસ પણ પીધું. જુની તૃષ્ણા એવા જોરથી જાગી કે દોસ્તના ઘેરથી ઘર તરફ જતાં કોઈ એક પીઠામાં તે ચુપકીથી પેસી ગયો. વળી ત્યાં ત્રણ ચાર બીજા ગ્લાશ ધકેલ્યાં, એટલે તેના માથામાં ચક્કર આવવા લાગ્યાં,—પછી લથડીઆં ખાતો ખાતો ઘરને રસ્તે પડયો રસ્તામાં એક જૂવાન દુનિયાદાર જેંટલમેન મલ્યો જે તેના શેઠનો સગો હતો. અને આ બન્ને જણ સાથે એકજ ઑફીસમાં કામ કરતા

હતા. તેણે આની આવી હાલત જોઇને મેણું માર્યું. આ માણુણે ખુબ ગુસ્સામાં આવી હાથ ઉપાડયો ને આ જુવાન માણુસને પટકી મારીને લોહીલોહાણ રસ્તામાં છોડી ઘેર ગયો.

તે ઘેર પહોંચ્યો અને ઉંઘી ગયો, દારૂની અસર ઉતરી ગયા પછી તે જાગ્યો પોતાની બગડેલી હાલતની કલ્પના કરી તે પોતાને કહે છે, કે શું, રાત્રે મેં બહુ પીધો ? શું એમ હોય ખરૂં ? શું મેં મારા શેઠના સગાને રસ્તામાં માર્યો ? શું, કોઈ ભૂતે મને ઉંઘમાં સતાવ્યો તો નહી હોય ?

એની વહુએ કહ્યું હા, તમે રાત્રે બહુ દારૂ પીધો અને પછી આંખોમાંથી આંસુ પાડયાં.

શું, હું, જે એક ખ્રીસ્તી માણુસ તેણે દારૂના નશામાં એક જણને રસ્તામાં માર્યો ! તે બોલી ઉઠયો, શું એવું કાંઈ બની શકે ? તે બીછાનામાંથી બહાર નિકળ્યો પણ હળની કોશથી કપાઈ ગએલા અળશિયાની માફક અમળાય છે. સુવાના ઓરડાની જમીનપર અતિ વેદનાથી લાંબો થઈને તે પડયો. હવે તે પોતાને કેવો ધીક્કારે છે ? તેના મનના દુઃખનું બિયાન કરવાને કોઈ શબ્દો નથી મલતા. પરમેશ્વરના હળની કોશની અણી તેના મનમાં પેસી ગઈ. અને તે તેની હજુરમાં પોતાની ગુજારેલી હાલત ફરી જુવે છે. આત્મિક હાલતથી તે પડયો, તેનાં જુદા જુદા કામ તે જુએ છે. કંઈ બાકી રાખ્યા વિના તે પોતાનો ઈનસાફ કરે છે, પોતાના તારનારનું બદનામ કરવાથી તે ખૂબ રડે છે, પાપોને તે માની લે છે પછી તેને માફી મલી. ૧. યોહાન ૧;૯. પણ શું આ વાત ત્યાં પુરી થઈ ? ના. હજી તો બહુ બાકી છે. જે પેલા માણુસપર જંગલી હુમલો કર્યો હતો, તેથી બીજે દિવસે સમન આવ્યો. તેનો શેઠ જે દુનિયાદાર માણુસ હતો

તે આ, નામના ખ્રિસ્તીની આવી વર્તણુંક જાણીને ચમક્યો, તેને એવું લાગ્યું કે આ જોખમવાળી જગામાં તેને રખાય નહીં. તેથી શેઠે બહુજ ગુસ્સે થઈ તેને નોકરીમાંથી એકદમ કાઢી મૂક્યો. શું, હવે જે વાવ્યું હતું તેનાં ફળ મળી ચુકયાં હતાં ? ના ઘણા દિવસ સુધી તેની દૈહિક ચાલનું ફળ ભોગવવું પડયું. ઘણા મહિના સુધી બેકાર રહ્યો, બાયડી છોકરાં ભુખે મર્યાં. અને કેવું સખત દુઃખ એને પોતાને વેઠવું પડયું ! એનું ખ્રીસ્તી નામ, બદનામ થયું. ઉપર લખ્યા પ્રમાણે આ માણસને બહાલ કરનારી માફી મળી ચુકી હતી, અને પરમેશ્વરે તેને પોતાની સંગતીમાં પાછો લીધેલો હતો, એમ છતાં પણ તેને દુનિયામાં આટલાં બધાં દુઃખ વેઠવાં પડયાં.

પરમેશ્વરનો આ મુખ્ય હેતુ આખા ધર્મ લેખમાં જોવામાં આવે છે. ધાર્મિક વા દૈહિક, બધા ઇતિહાસોના દરેક પાનાં પર આ સિદ્ધાંત છપાએલો છે. જુદી જુદી પ્રજાઓમાં તે ગુંથાએલો છે. ઘરોમાં યા અલગ અલગ આદમિયોમાં એનો પત્તો મળે છે. અગર નાસ્તિક લોકો ઇનકાર કરે તો કરે તોપણ તેઓની જીંદગીના ઇતિહાસમાં કંઈ પણ અપવાદ મળતો નથી.

જેમકે ખ્રીસ્તના મરણ પછીનો યાહુદી કોમનો ઇતિહાસ. તેઓએ તે ભારે પ્રસંગપર ખ્રીસ્તને બદલે એક લૂટારાને પસંદ કર્યો. બૂમ પાડી સીઝર સિવાય અમારો રાજા નથી. ખ્રીસ્તને વધસ્તંભ પર ચઢાવો જે ખરો મસીહ હતો. ત્યારપછી આ દુનીઆમાં થએલા સિઝરોએ તેમની કેવી ખબર લીધી ? તેમનો ઈતિહાસ વાંચો, આજ કાલ તેમની ખબર કેવી લેવાય છે. કેળવાયેલા ધાર્મિક યૂરોપમાં પણ તેમની કેવી દશા છે ? હવે બોલો. વિધર્મી રાજાને તથા એક લૂટારાને ખ્રીસ્ત બદલે પસંદ કરવાથી શું, તેઓ પોતાનું વાવેલું લણતા નથી ? કઇ બીજી પ્રજા તેમની માફક સમૂળગી લૂટાઈ ગઇ છે ?

વળી તેમણે કહ્યું તેનું લોહી અમારાપર તથા અમારા છોકરાંપર થાઓ. ખ્રીસ્તને દૂર કરવા માટે તેમણે એક 'દેશદ્રોહીને રૂા. ૩૦) આપ્યા. અને પછી જ્યારે યહુદાએ પસ્તાઈને આ રૂપીયા તેમના પગ આગળ નાંખ્યા ને તે અધર્મના પૈસા હોવાથી મંદીરના ખજાનામાં નંખાય એવા નહોતા, તેથી તેઓએ આ રૂપિયાથી જમીન ખરીદી અને તેનું નામ લોહીનું ક્ષેત્ર રાખ્યું. એટલે પરદેશીઓને દાટવા માટે. હવે જેટલું લોહી કનાન દેશમાં વહેવડાવાયું, તેટલું લોહી વહેવડાવેલો બીજો કનાન જેવડો મોટો મુલક તમને ક્યાં મલે? ખરેખર, આ પાપી જાતને માટે તેમનો દેશ લોહીનું ક્ષેત્ર થયું છે. આ મુલકમાં જેટલા પરદેશીઓ દટાયા છે તેટલા પરદેશીઓને દાટયા હોય, એવો શું, કોઈ બીજો મુલક પૃથ્વીના પડ ઉપર તમને માલૂમ છે? આ દેશમાં ખ્રીસ્તી લોકની ૩૦૦ વર્ષ સુધી, મુસલમાનો સાથે લડાઇ ચાલી. આજ દેશમાં નિરદય તથા ખૂની જગાઓમાં યૂરોપના મોટા મોટા કુંટબોનાં હજારો હજાર આદમીઓ મારી નંખાયા. સાચું પૂછો તો આ દેશ પરદેશીઓને માટે એક અજબ કબ્રસ્તાન સાબીત થયું છે.

હવે એક દાખલો જુના કરારમાંથી લો. કનાન દેશના હાકિમોમાં એક અદોની-બેઝક નામનો હાકેમ હતો. યહુદાહ તથા સિમોનની ફોજોએ મળીને તેના સામે લડવાને ચઢાઇ કરી અને તેનાં હાથ પગના અંગુઠા કાપી નાંખીને કેદ કર્યો. આ વર્તણુંક સખ્ત માલુમ પડે છે. પણ એમાં પરમેશ્વરનો ભેદ છુપાએલો હતો. અદોની-બેઝકે જે વાવ્યું હતું તેનું ફળ તેણે લણ્યું. અને તે પોતાને મોંઢે તેણે કબૂલ કર્યું. જુઓ તેણે શું કહ્યું કે, "હાથ પગના અંગુઠા કાપી નાખેલા સિત્તેર રાજાઓ મારી મેજ તળેથી ટુકડા વીણી ખાતા હતા. મેં

જેવું કર્યું છે, તેવોજ બદલો દેવે મને આપ્યો છે." ન્યાયાધીશ ૧;૬,૭. હે, સખત દીલવાળા, તમે જો પોતાની મરજી પ્રમાણે કરો છો, અને પરમેશ્વરની તરફ વળતા નથી, દગામાં ફસાતા નહીં; પરમેશ્વર ઠઠ્ઠામાં ઉડાવ્યો જતો નથી. જે કંઈ માણસ વાવે છે તેજ તે લણશે.

બાઇબલમાં પ્રાચીન કુળપતિનો ઈતિહાસ જુઓ, તેની માની ઉશ્કેરણીથી યાકુબે એક બકરીનું બચ્ચું માર્યું અને તેનાં કબાબ બનાવીને પોતાના બાપ ઇસાકને આપ્યાં. જે લવારૂ હલાલ કર્યું હતું, તેની ચામડી પોતાના હાથપર યાકૂબે બાંધી. ઈસાક ઘરડો થયો હતો અને તે આંખોથી દેખી શકતો ન હતો. તેણે પોતાના મોટા દિકરા એસાવને બોલાવીને કહ્યું કે મારા દિકરા, જો. હું હવે ઘરડો થયો છું, મારો મરવાનો દહાડો નજીક છે. તું, હવે જંગલમાં જા, ને મારે સારૂ શિકાર મારી લાવ; મને ભાવે એવું સ્વાદિષ્ટ ખાવાનું તૈયાર કર ને મારી પાસે લાવ; કે હું ખાઉં ને મરવા અગાઉ મારો જીવ તને આશીર્વાદ દે. આ બધી વાત રિબકાહે સાંભળી. એસાવ શિકાર મારી લાવવા સારૂ જંગલમાં ગયો એટલામાં રિબકાહે પોતાના દીકરા યાકૂબને કહ્યું કે તું ટોળામાંથી બે લવારાં લાવ અને તારા બાપને ભાવે એવું સ્વાદિષ્ટ ખાવાનું હું તને કરી આપું, વળી એસાવનાં સારાં લુગડાં જે ઘરમાં હતાં તે તેણીએ પોતાના દિકરા યાકૂબને પહેરાવ્યાં. તેના હાથો પર તથા તેના ગળાના કેશ રહિત ભાગપર તેણે બકરીના લવારાનાં ચામડાં બાંધ્યાં. જે સ્વાદિષ્ટ ખાવાનું તથા રોટલી તૈયાર થયાં હતાં તે તેના દીકરા યાકૂબના હાથમાં આપ્યાં. પછી તે તેના બાપની પાસે લઈ ગયો. બાપે પુછયું, મારા દિકરા, તું કોણ છે? યાકૂબે જવાબ દીધો કે હું, એસાવ તારો જેષ્ટ દિકરો છું. ઇસાકે ખાધું અને પીધું. પછી આશીર્વાદ દીધો. આ રીતે યાકૂબે દગો કરીને એસાવનો આશીર્વાદ લઈ લીધો.

હવે એક બીજી દગલબાજી કરી. એસાવ આવશે ત્યારે મારાપર બહુ ગુસ્સે થશે એવી બીકથી તેણે જલદી નિકળી જવાનું બહાનું કાઢ્યું કે, હું લગ્ન કરવાને જાઉં છું. હવે પ્રથમ તો જુઓ કેવી રીતે તેને ફળ મળે છે. તેણીએ થોડા દીવસને માટે તેના ભાઇ લાબાનને ત્યાં નાશી જવાની યુક્તિ કરી. વીસ વર્ષ સુધી તે પાછો આવ્યો નહીં. અને ઈતિહાસપરથી માલુમ પડે છે કે તેણીના પ્યારા દીકરા યાકૂબને તે ફરી કદી જોવા પામી નથી. જ્યારે લાબાનને ત્યાં પહોંચ્યો ત્યારે તરતજ તેણે વાવ્યું હતું તેનું ફળ ભોગવવાનું થયું. હું તને રાહેલ સાથે પરણાવીશ એમ કહીને દગો કર્યો. બાપને અંધારામાં દેખાતું ન હતું તેથી યાકૂબે દગો કર્યો અને હવે અંધારૂં થવા દઇને લાબાને યાકુબને દગો કર્યો. એટલે અંધારે અંધારે રાહેલને બદલે લેઆહને પરણાવી દીધી. પરંતુ હંમેશાં આવી જલદીથી ફરેબનું પ્રમાણ જોવામાં આવતું નથી. કેટલાએક વર્ષો બાદ યાકુબને ફરી દગો થયો એના દિકરાઓએ એક બકરીનું બચ્ચું મારીને તેનું લોહી યુસફના અંગરખાપર છાંટયું અને યાકુબને કહ્યું કે તમારા દીકરાનું અંગરખું જુઓ. યાકુબ તેમના દગામાં આવ્યો અને બોલ્યો કે, બેશક યુસફ માર્યો ગયો છે.

વળી એક પ્રાચિન ભવિષ્યવાદીના ઇતિહાસપર ધ્યાન દો. દાઉદ બાદશાહે એવા બે ગુના કર્યા કે, જેની બદમાશી હદથી બહાર ગઇ. તેણે પોતાની ઇજ્જતને માટીમાં મેળવી દીધી. પોતાની હકુમતના મહિમાને ખરાબ કર્યો. તેણે પોતાની પ્રજામાંથી એક વિશ્વાસુ માણસની સ્ત્રીને પકડી મંગાવી અને તેણીની સાથે વ્યભિચાર કીધો, પોતાનું પાપ ઢાંકવા માટે તેણીના અણજાણ ધણીને મારી નંખાવ્યો. આવો ગુનો માણસ કરે એ સંભવ છે. ( ૨. શમુએલના અધ્યાય

૧૧, ૧૨ જુઓ ) "ઉરીયાહિત્તિને તેં તલવારથી મરાવ્યો છે" એવું તોહમત પરમેશ્વરે દાઉદને માથે મુક્યુ; જે ખૂનના દાવા બરાબર છે. એક વર્ષ સુધી દાઉદ બેપીકર રહ્યો પણ શું દાઉદનો પરમેશ્વર બેપીકર રહ્યો ? બીલકુલ નહીં, પરમેશ્વરે વિશ્વાસુ નાથાન પેગંબરને તોહમતદાર રાજા પાસે મોકલ્યો. અસરકારક નાની ઘેટીની વાત તેણે દાઉદને કહી. અને તે માણસ ઉપર દાઉદનો ક્રોધ બહુ સળગ્યો તેથી નાથાનને કહ્યું કે, શું મારા રાજમાં એવો બદમાસ માણસ રહી શકે છે ? જીવતા પરમેશ્વરના સમ જે માણસે એ કૃત્ય કર્યું છે, તે માણસ મરણયોગ્ય છે, તે તેને ઘેટીને બદલે ચોગણું પાછું આપવું પડશે. કેમકે તેને કંઇ દયા આવી નહી. ( ૨ શમૂએલ ૧૨; ૫, ૬ )

એ તાજુબની વાત છે કે બીજા માણસોના દોષ તરફ અમે બહુ જ ગુસ્સે થઇએ છીએ અને પોતાના ગુના તરફ આંખ આડા કાન કરીએ છીએ. એમ છે તો પરમેશ્વર જે ધીરજ રાખીને અમને શિખવે છે તે પર ધ્યાન દેઇએ તો અમે એક બીજા પર વધારે નરમ થઇશું. કેમકે એ પણ પરમેશ્વરના રાજનું એક મૂળ તત્વ છે કે જે માપથી તમે માપી આપો છો. તેથીજ તમને માપી અપાશે. માત્થી ૭; ૨. કેમકે જેણે દયા નથી કીધી, તેનો ન્યાય દયા વગર ઠરશે યાકુબ ૨; ૧૩.

જ્યાં સુધી, "તુંજ તે માણસ છે." આ ચાર શબ્દો દાઉદને કાને નહોતા પડયા ત્યાં સુધી પોતાની ચાલચલગત વિષે થોડોજ વિચાર હતો, અને કોને માટે કાયદો બાંધવાનું કહેતો હતો તે પોતે પણ જાણતો ન હતો. પણ જ્યારે આ શબ્દો નાથાનના મોંમાંથી બની શકે તેટલી નરમાશથી નીકળ્યા ત્યારે તેઓ દાઉદના હૃદયમાં

વિજળીના કડાકા જેવા લાગ્યા, પછી નબીએ, ગયા વખતમાં દાઉદ પર કેટલી બધી મહેરબાનીઓ કરી હતી તેની યાદ દેવડાવી. જ્યારે દુસ્મનો તારા જીવની પાછળ પડયા ત્યારે શું તને બચાવ્યો નથી? શું પરમેશ્વરે તને ઘેટાં બકરાં ચારાવતી હાલતથી ઉપાડીને તખ્ત પર બેસાડયો નથી? અગર આટલું બસ ન થાત, તો તે તને આથી પણ વધારે આપત, પણ પરમેશ્વરની આટલી બધી મહેરબાનીઓ પછી, શું તમે તેનો કંઈ ઉપકાર માન્યો? તમે તો તેની આજ્ઞાઓને ધિક્કારી અને છીનાળવા તથા ખૂની થયા? આ પ્રમાણે દાઉદે પાપી બીજ વાવ્યું. અને હવે ઇનસાફ પ્રમાણે લણવાનું થયું:—"તો હવે તરવાર તારા ઘરમાંથી કદી દૂર થશે નહી." આ ફેંસલાથી દાઉદનું મોં ઉઘડયું, તેના હ્રદયમાં ઉંડી લાગણી થઈ અને પોતાને માટે કંઈપણ બહાનું કાઢયા વિના પ્રમાણિકપણે કબૂલ કર્યું કે મેં યહોવાહને વિરૂદ્ધ પાપ કીધું છે. પછી શું થયું? જેટલી જલદીથી દાઉદે કબૂલ કર્યું તેટલી જ જલદીથી નબી નાથાનના મોંમાથી જવાબ મળ્યો કે "યહોવાહએ પણ તારૂં પાપ દૂર કીધું છે; તું મરીશ નહિ."

આહા? દાઉદે તેની પ્રજામાંથી કોઇને પણ દયા કરી હોય, તે કરતાં વધારે દયા પરમેશ્વરે દાઉદ પર કરી તું મરીશ નહીં. કેટલી દયા? સાચ્ચાઈ તથા દયામાં કેટલો બધો ભરપુર અમારો તારનાર પ્રભુ છે? એમ છતાં પણ રાજ્યમાં પરમેશ્વરનો જે બંદોબસ્ત છે તે પર નજર રાખવી જોઇએ. જ્યારે દાઉદે કહ્યું કે, તેણે ચોગણું પાછું આપવું પડશે. ત્યારે ઇસ્રાએલમાં પરમેશ્વરના રાજનો જે કાયદો ચાલતો હતો તે પ્રમાણે પરમેશ્વરના દાવાઓંનો પડઘો પાડયો. નિર્ગમન ૨૨;૧

એ ખરી વાત છે કે પરમેશ્વરનો દાઉદના પાપ વિષેનો ન્યાય

દાઉદના મોટા દિકરા એટલે ઇસુખ્રીસ્ત જે દેવનું હલવાન, તેને ભોગ થવાનો હતો. એ પ્રમાણે એટલીજ ખરીવાત છે કે પરમેશ્વરની સાથે તેનો મેળાપ થયો તેના તારણની ખુશીમાં તે બહાલ થયો; ત્યાર પછી તેણે ઘણા કીંમતી આત્માથી ભરપુર થઈ ગીતશાસ્ત્ર લખ્યું. પણ જ્યાં સુધી તેણે ચોગણું પાછું વાળી આપ્યું નહી ત્યાં સુધી તેના ઘરમાંથી કદી તરવાર નીકળી નહીં સજાનો હુકમ દાઉદે ફરમાવ્યો હતો; તેને વિશ્વાસુપણે અમલમાં લાવવાને પરમેશ્વરે જોયું.

પ્રથમ તો બાથશેબાંનો દીકરો મર્યો એટલે એક ઘણું અદા કર્યું. હવે દાઉદના દીકરા આમનોને પોતાની બહેન તામાર સાથે બળાત્કારે કુકર્મ કર્યું. અને પોતાના ભાઈ આબ્શાલોમને હાથે કતલ થયો. આ બે ઘણું અદા થયું. પછી યોઆબે ત્રણ ભાલા આબ્શાલોમના હૃદયમાં ભોંકી દીધા; આતો ત્રણ ગણું પાછું આવ્યું, હજી એક ગણું બાકી રહે છે. અને તેમાં દાઉદને બે રીતે અદા કરવું પડે છે. આદોનીયાહ જે દાઉદનો ૪ થો દીકરો હતો તે ખૂબ સુરત હતો અને તેના બાપનો લાડકો હતો. એવું દેખાય છે કે પોતાના કુટુંબમાંજ ખરીશિક્ષા આપવામાં દાઉદે ભૂલ કરી હતી, કેમકે અમે વાંચીએ છીએ કે તેના બાપ દાઉદે કદી તેને એમ નહોતું કહ્યું કે તેં એમ કેમ કર્યું? અમારે જાણવું જોઈએ કે જો કુટુંબમાં ઘરધણી પોતાની સત્તા બરાબર કામમાં ન લાવે તો કોઈ બીજો માણસ જલદીથી તેનો અધિકાર લઇ લેશે. આ બાબતમાં આ વાત દિલગીરી સાથે ખરી પડી છે. તેના બાપના મરણ પહેલાં આદોનીયાહએ કહ્યું કે, રાજા હું થઈશ. પણ પછીથી કેવી ગમગીન દશા થઈ? બાદશાહ સુલેમાનના હુકમથી દાઉદનો આ ચોથો દીકરો કતલ થયો. આ રીતે દાઉદને ચોગણું પાછું આપવું પડયું.

આ બધું દાઉદના દીલમાં કેવું દુઃખદાયક લાગ્યું હશે, કેમકે ચારમાંથી ત્રણને તેણે જીવતાં જીવ તરવારથી કપાઈ જતાં જોયાં, કદાચ દૈહિક વાવેતરમાં જે ફળો અમે પોતાનાજ કુટુંબમાં લણીએ છીએ તેઓ સૌ કરતાં વધારે કડવાં હોય છે.

પ્રભુ એવું કરે કે લખનાર તથા વાંચનાર, બંને આ ગંભીર વિષય પર વિચાર કરે અને તેથી ફાયદો મેળવે.

## સરકારી માફી.

ખરીવાત તો એવી છે કે પરમેશ્વર સર્વોપરી રાજા છે અને તેનું રાજ આ જગતમાં ચાલે છે. તે પોતાના ખાસ હકો રાખે છે, જે બીજા કોઈને હોતા નથી. આ કારણથી તે સામાન્ય કાયદાની ઉપરાંત જઈને રાજના ઉપરી તરીકે, દયા કરી શકે છે; અથવા અમારા દૈહિક વાવેલાના ફળને ઓછું કરે છે કે કેટલીએક હાલતોમાં બંધ કરી દે છે જો તેમ ના હોત તો અમને રાજમાં રહેવું ભારે પડત, પણ બીજી રીતે જોતાં સરકારી માફી કરવાનો હક પોતે સ્વાધીન રાખ્યો છે.

સરકારી માફીના દાખલા માટે યાકુબ. ૫; ૧૫ માં જુઓ જ્યાં એક માંદા માણસને માટે વડીલોએ પ્રાર્થના કરવી, અને વિશ્વાસની પ્રાર્થના માંદાને બચાવશે એમ લખ્યું છે. આ ઠેકાણે તમે જોશો કે પાપોની માફી તથા તનદુરસ્તી આવવી, એ બન્ને ભેગાં લખ્યાં છે. માફી છૂટકારાની નહોતી. કેમકે અમે આગળ પણ જોયું છે કે બીજાઓના વિશ્વાસની પ્રાર્થનાથી છુટકારો થતો નથી. ઈસુ ખ્રીસ્તના કીમતી

લોહી પર જાતે વિશ્વાસ કરવાથીજ છુટકારો થાય છે. વળી જ્યાં સુધી માંદા માણસનો તથા મંડળીના વડીલોનો પરમેશ્વર સાથે મેળાપ નહોય ત્યા સુધી એ માફી બહાલ કરનારી ના કહી શકાય.

સરકારી માફી બીજા પ્રકારની માફીથી બીલકુલ જુદી છે. પહેલા તથા બીજા પ્રકારની માફીમાં તેમનાં કારણ સાફ સાફ દેખાડેલાં છે. પણ આ માફી જેનો વિચાર હમણાં કરીએ છીએ તેમાં જે કંઇ અમે કરી શકીએ તે એટલુંજ કે તેના રાજમાં સર્વોપરી સત્તાને અમે ઝુકીએ. અને તે અમારા પર દયા કરે, માટે ધીરજથી વાટ જોઈએ છીએ. પહેલા તથા બીજા પ્રકારની માફીનો સવાલ માણસ પોતે યા જાતે પરમેશ્વર આગળ લઇ જાય. એટલે કે મારે પોતાને માટે ઇસુખ્રીસ્તના લોહીપર વિશ્વાસ છે. જાણે કે જગતમાં બીજો કોઈ પાપી નથી; અથવા હું પોતે કબૂલ કરૂં છું, કે હું એકલોજ પૃથ્વી પર પાપી છું. તારી, તારીજ વિરૂદ્ધ મેં પાપ કીધું છે. ગીત, ૫૧; ૪ પણ મારૂં જે સગપણ બીજાંઓ સાથે છે તેને પણ મારૂં પાપ લાગુ પડે છે. જેમાં દોષાર્થાર્પણને માટે યજ્ઞ લાવવા બાબત લખ્યું છે કે તે ઉપરાંત જેનું લીધું હોય તેને પાછું આપવું તેમજ ચઢાવો પણ ચઢાવવો, લેવી. ૬; ૧–૭.

હવે તમે માર્કનો અધ્યાય ૧૧ ને કલમ ૨૫ મી જોશો અને વાંચશો કે જ્યારે જ્યારે તમે પ્રાર્થના કરતા ઉભા રહો છો, ત્યારે ત્યારે જો કોઇને ઉલટું તમને કંઈ હોય, તો તેને માફ કરો, એ માટે કે તમારો બાપ જે આકાશમાં છે. તે પણ તમારા અપરાધો તમને માફ કરે. **પણ જો તમે માફ નહિ કરો, તો તમારો બાપ જે આકાશમાં છે તે પણ તમારા અપરાધ માફ નહી કરશે.**

આ વાત અમારા સ્વર્ગમાંના તારણને લાગુ પડતી નથી; પણ પરમેશ્વરના સરકારી વહેવારને આ દુનિયામાં લાગે છે. કે "જે કોઇ તેના પર વિશ્વાસ કરે છે, તે તેના નામથી પાપની માફી પામશે." "તેનામાં આપણને ઉદ્ધાર એટલે પાપોની માફી છે." વિચાર કરો કે, આ વાત કેવી બીલકુલ જુદીજ છે. આતો અનંત માફીનો સવાલ છે. જો આપણે આપણાં પાપ કબૂલ કરીએ તો આપણાં પાપ માફ કરવા તથા આપણને સર્વ અન્યાયથી શુદ્ધ કરવાને તે વિશ્વાસુ તથા ન્યાયી છે. આ વાત વિશ્વાસી માણસને બહાલ થવા વિષે છે.

આ સંબંધમાં સરકારી માફીનું ઉદાહરણ ખ્રીસ્તે પોતે જ આપ્યું છે તે જો તમે માત્થીના ૧૮ મા અધ્યાયના આખરી ભાગમાં જોશો તો તમને બરાબર સમજણ પડશેઃ—એક પૃથ્વી પરના રાજનો ઉપરી રાજા તથા તેના નોકરો, ત્યાં આપણને દેખાડયા છે. એક નોકરને એક શેઠનું ૧૦૦૦૦) રૂપીઆનું દેવું હતું. શેઠે રૂપીઆ માંગ્યા. પણ નોકરની પાસે ન હોવાથી કચેરીમાં લઈ ગયા. રાજાએ હુકમ કર્યો કે જો તારી પાસે વાળી આપવાનું કંઈ નથી તો તારી બાયડી તથા છોકરાં તથા તારી પાસે જે કંઇ હોય તે સઘળાંને વેચીને તારૂં દેવું આપી દે. (આ ઠેકાણે તમે જોશો કે સરકારી કાયદા પ્રમાણે હરકોઈ માણસ સાથે તેના કુટુંબનાં બાયડી છોકરાં વિગેરે કેવી રીતે બંધાએલાં છે.) ચાકરે તેના શેઠને પગે લાગીને કહ્યું કે સાહેબજી. આપનો દાવો સાચો છે, ધીરજ રાખો, હું તમારૂં બધું વાળી આપીશ; ત્યારે તે ચાકરના શેઠને દયા આવી અને તેથી બધું દેવું તેને માફ કીધું.

હવે એક બીજો ચાકર હતો તેને પેલા પહેલા ચાકરનું ૧૦૦) રૂપીઆનું દેવું હતું. પહેલા ચાકરના મુકાબલા પ્રમાણે જોતાં આ દેવું નહીં જેવું હતું. હવે પેલા શેઠની માફક પહેલા ચાકરે રૂપીઆ માંગ્યા પણ બીજા

ચાકરની પાસે આપવાનું કંઇ નહતું, તેથી આગળના જેવો મુકરદમો ચાલ્યો પણ પરિણામ આગળના જેવું આવ્યું નહીં. ધીરનારે રૂપીઆ માગ્યા પણ દેણદાર પાસે ન હોવાથી તેણે તેનો ટોટો પકડયો અને દેવું ના વાળે ત્યાં સુધીને માટે તેને કેદ કરાવ્યો. આ બધી વાત બીજા ચાકરોએ પોતાના શેઠને કહી. ત્યારે તેના શેઠે તેને બોલાવીને કહ્યું કે, અરે, દુષ્ટ ચાકર, તારૂં કેટલું ભારે દેવું હતું, પણ તેં મારી વિનંતી કીધી માટે મેં તને તે બધું દેવું માફ કીધું, પણ તારૂં જુજ જેવું દેવું તે પણ તારાથી માફ કરાયું નહિ માટે જ્યાં સુધી તું મારૂં બધું દેવું વાળી આપે નહી ત્યાં સુધી જા, કેદમાં રહે. હવે આ ઉપમા શું દેખાડે છે? પોતાનાં ધારેલાં ભુંડાં કામ કરી લઇને સાત વાર કે પછી સીતેર વાર સુધી માફી માગે પણ ખરી રીતે તો માફ એકજ વાર કરાય, પણ જો તેમાં પણ કપટ કર્યું હોય તો રાજાને ખાસ હક છે, કે તે ચઢીઆતો હુકમ ( overrule ) કરીને માફી રદ કરે છે. સજાને વધારે છે. આ દાખલો દુનિયાનો છે તેમાં કરેલી માફી રદ થઇ છે. અને પ્રભુ ઇસુ ગંભીરતાથી શીખાડે છે કે, એ પ્રમાણે જો તમે પોત-પોતાના ભાઇઓના અપરાધ પોતાના અંતઃકરણથી માફ નથી કરતા, તો મારો આકાશમાંનો બાપ તમને એમજ કરશે. (આ વાત પહેલા પ્રકારની માફીને શી રીતે લાગે.)

હવે અમે કૃપાના રાજમાં આવેલા છીએ, અને જાણીએ છીએ કે ખ્રીસ્તના લોહીથી અમારૂં તારણ થએલું છે, અને સરકારી માફીની રીતો જે પ્રભુએ સાફ રીતે દેખાડી છે તે ભૂલી જઇએ, તો શું કંઇ બીક જેવું છે? તો તે ઉપરથી પરમેશ્વર અમને શું શીખાડે છે? જવાબ આ છે કે, જો અમારી ગઇ જીંદગીમાં કરેલાં કામો તેની દયા તથા સરકારી ધીરજની જરૂરીઆત જાહેર કરે છે, તો વ્યાજબી છે કે તેની

તરફથી જેવો વર્તાવ અમે માગીએ છીએ અને તેની પાસેથી પામવાને ઇચ્છીએ છીએ તો અમારે સાવધાન રહીને એવોજ વર્તાવ બીજાઓની તરફ કરવો જોઇએ. અફસોસ, કે અમે ચકમકના પથરા જેવા સખત થઈએ છીએ, ખાસ કરીને જ્યારે જ્યારે અમે ધારીએ છીએ કે અમારૂં કામ ન્યાય પ્રમાણે છે.—આ ઉપરથી અમારૂં કહેવું એવું નથી કે અમારે ભુંડાઈ તરફ ઢીલ દઈ દેવી. કોઇ ભાઇએ અમારો ભારે અપરાધ કર્યો હોય તો પરમેશ્વર ચાહતો નથી કે ભુંડાઇને અમે ઢાંકી દઇએ અથવા આંખ મીચકારો કરી લઇએ પણ માફી ના આપવા દે, એવા આત્માથી સાવધાન રહેવું જોઇએ અમારે ઉપવાસ કરવો, પ્રાર્થના કરવી, અને તે વિષે હૃદય ભંગીત થવું જોઇએ. ભાઈની પાસે જઈને સમજાવવાની કોશીશ કરવી અથવા એમ કરવું, જેમ પ્રભુએ સાફ કહ્યું છેઃ—જો તમારો ભાઇ અપરાધ કરે તો તેને ઠપકો દે; અને જો તે પસ્તાવો કરે. તો તેને માફ કર, અને યાદ રાખ કે "જે માપથી તમે માપી આપો છો તેથીજ તમને માપી અપાશે." જે કોઇ ગરીબની બૂમ પ્રત્યે પોતાના કાનબંધ કરે છે, તે પણ બૂમ પાડશે, પરંતુ તેનું સાંભળવામાં આવશે નહિ.

દૃષ્ટાંતવચન ૨૧;૧૩. કૃપાળુની સાથે તું કૃપાળુ દેખાઈશ. ને પુર્ણ માણુસની સાથે તું પૂર્ણ દેખાઇશ. શુદ્ધની સાથે તું શુદ્ધ દેખાઇશ, ને હઠીલાની સામે તું હઠીલો દેખાઇશ. ( ૨. શમુએલ. ૨૨; ૨૬. ) હવે આ જો પરમેશ્વરની કૃપા જાહેર કરવાની વાતો નથી તો તેઓ તેના રાજ્યના નિયમો છે. અને તેમને આપણે પડતા મૂકવા ના જોઇએ.

તોપણ અમારે ભૂલ કરવી ન જોઇએ. ઘણીવાર પરમેશ્વર પોતાની દયા લઈને વચમાં પડે છે. અમારા દૈહિક વાવેતરના ફળોને મટાડી દેવા. એમ નહીં, પણ તેમનાથી અમારૂં બહુ ભલું કરવાનું

કામ લે છે. દાખલા તરીકે નાથાન નબીની દાઉદ સાથેની બીજી મુલાકાત થઇ તેનો વિચાર કરો બાથશેબાના પેટે દાઉદનો બીજો દિકરો થયો તારે એમને કહ્યું કે પરમેશ્વરે તને પ્યાર કીધો અને એ વાત કહેવાને દાઉદ પાસે તેના પેગંબર નાથાનને મોકલ્યો, આ છોકરાનું નામ સુલેમાન હતું. પછી આપણે બધાં જાણીએ છીએ કે મહેરબાનીઓનો કેટલો મોટો ઢગલો પરમેશ્વરે એના ઉપર કર્યો. અમારો પરમેશ્વર કેટલો બધો વિશ્વાસુ તથા દયાળુ છે !

વળી યાકુબના સબંધમાં અમારા પરમેશ્વરની દયા જોઇને અમને કેવું ઉત્તેજન તથા આનંદ થાય છે. જ્યારે તેનાં છોકરાં નાનપણમાં તેની પાસે હતાં ત્યારે જો તમે તેને પુછયું હોત, કે તારા દીલમાં શી ઇચ્છાઓ છે? તો એમ લાગે છે કે તેણે જવાબ દીધો હોત, કે હું તો ચાહું છું કે મારાં બધાં છોકરાંની સારી સંભાળ લેવાય અને ચઢતી થાય. પણ પેલો રંગબેરંગી અંગરખો જે યુસફ પહેરતો હતો, તેથી સાફ માલુમ પડતું હતું કે બીજા છોકરાઓ કરતાં તે યુસફને ઉંચે દરજ્જે પહોંચાડવાને ચાહતો હતો. જો એમ કહેત કે હે, યાકુબ, પરમેશ્વર તારાપર બે મોટી આફતો લાવવાનો છે જે કદી તારા પર આવી નહિ હશે. જે તારી ઇચ્છાને વિરૂદ્ધ છે. આ સાંભળીને યાકુબને કેટલો ચમકાટ થયો હોત.

યુસફનું ગાયબ થવું, અને કાળ પડવાથી ભુખે મરવું આ બે વાતોથી વધારે ભુંડું શું થઇ શકે?

એમ છતાં પણ જો યુસફ ગાયબ થયો ન હોત, તો મીસરમાં સૌથી ઉચે દરજ્જે ચઢયો પણ ન હોત, અને જો કાળ પડયો ન હોત તો યાકુબને તેની ખબર પણ પડી ના હોત, હવે આપણે વિચાર

કરીએ કે યાકુબે તેના બાપને દગો કર્યો તેનું ફળ કેવી રીતે લણ્યું, પ્રથમ તો તેના આંધળા બાપને દગો કરીને એસાવનો આશિર્વાદ લઈ લીધો, એ દગાના ફળમાં એને લાબાને અંધારે અંધારે દગો કરીને રાહેલને બદલે લેઆહ પરણાવી દીધી. તેનાં છોકરાઓએ યુસફના મરણની ખબર આપી દગો કર્યો. પણ પરમેશ્વરે કેવી અજબ રીતે યાકુબને શીખામણ આપીને તેનું ભલું કર્યું !

વાંચનાર. શું તમને અચંબો નથી લાગતો ?

---

## માફીના જુદા જુદા રૂપોનો મુકાબલો.

---

આ જરૂરી વિષયને આખર સુધી પહોચાડતાં પહેલાં એક ઉદાહરણ આપીને થોડી ચર્ચા કરીએ તો વાંચનારની સમજણમાં વધારે આવશે માટે તેના ત્રણે રૂપ સાથે સાથે મુકી તેમનો મુકાબલો કરીએ છીએ.

એક કુટુંબ હતું. તેમાં બાપ ધાર્મિક અને છોકરાં સાથે, રોજ પ્રાર્થના કરતાં હતાં. કેવાં છોકરાંની સાથે તેમણે સંગત રાખવી, તે તેમને શીખવ્યું હતું. પોતાની સાફ ઇચ્છા તેણે તેઓને જણાવી હતી. ઘર પાસે એક મોટો બાગ હતો તેમાં તેમને રમવાની છૂટ આપી, અલબત મારી ઇચ્છા પ્રમાણે તેઓ રમશે, એવી આશા તે રાખતો હતો.

એક દિવસે પોલીસનો માણસ તેને ઘેર આવ્યો અને કહ્યું કે, તમારા દિકરા વોલટરે એક દુકાનદારની બારીનો કાચ ભાંગી નાખ્યો. વોલટરને માણસ મોકલીને બોલાવ્યો, પણ તે બીજાં છોકરાં સાથે બગીચામાં મળ્યો નહિ, બાપે કહ્યું, ખોટું થયું. પછી તે પોલીસની

સાથે દુકાન પર ગયો, ત્યાં ઘણાં માણુસો એ કહ્યું કે, અમે વોલટ-રને પત્થર મારતાં જોયો છે, અને તમે એની પુરી કીંમત ભરી આપો, નહિ તો અમે કચેરીમાં જઇને છોકરાપર નુકશાનીનો દાવો કરીને પુરી કીંમત વસુલ કરીશું, હેરાન થઇને બાપે પુછ્યું કે બધું મળીને કેટલું નુકશાન થયું હશે? દુકાનદારે કહ્યું કે, સો રૂપીઆ કરતાં ઓછું નહિ લઉં. પછી તરતજ રૂપીઆ સો કાઢીને આપ્યા અને પોંચ લખાવી લઇ, બાપ પોતાને ઘેર ગયો.

હવે પત્થર મારવાના કારણથી એના દિકરાનો ઇનસાફ કરવાને કચેરીમાં કોણ લઇ જઇ શકે? કોઇ નહિ. જેનું નુકશાન થયું તેને નુકશાનીની પુરેપુરી કીંમત ભરી આપી તેથી હંમેશાંને માટે ઝગડો ચુકી ગયો, આ વાત તો અનંત માફી સમજાવે છે. પ્રભુ ઇસુખ્રીસ્ત પર વિશ્વાસ કરનારનો મુકરદમો આવોજ છે.

હવે, આપણી ઉપમામાં પાછા જઇએ. હજીસુધી કસુરવાર દિકરો તથા બાપનો મેળાપ થયો નથી. સગપણ કાયમ છે, પણ તે બન્નેની વચમાં વહીવટ રહ્યો નથી. છોકરો ઘેર આવ્યો, અને તેના દુ:ખી બાપને માથે ફરજ પડી કે, તે પ્યારા દિકરાનો હિસાબ લે. બાપને જેમ ઘટે તે પ્રમાણે સરોકાર કરે છે. આવી બાબતમાં છોકરાં બાપનું ના માને એમ સમજીને વહિવટ કરે છે. પછી તેને કહે છે કે, હવે પછી મારા હુકમ સિવાય રાતના વખતે તારે ફરી કદી બહાર જવું નહી. જા, ઉપર જઇને તારા બીછાનામાં સુઇજા.

એટલામાં તેનો ભાઇ આવ્યો અને બાપને પુછ્યું કે વોલટર તમને મલવા માગે છે. રજા મલવાથી તે આવ્યો. પછી ડસકાં ખાતાં ખાતાં બીચારા છોકરાએ બધી વાત તેના બાપને કહી, સડકમાં કેટ-લાએક છોકરા રમતા હતા તે જોવાને હું કંપાઉન્ડની દીવાલપરથી ડોકીઆ

કરતો હતો, અને તેપરથી જરા દરવાજા બહાર જઇને તેમની સાથે રમવાનું મન થયું, બીજી રાતે હું તેમની સાથે પેલા રસ્તા સુધી ગયો અને આજ રાતે બજાર સુધી જઈ પહોચ્યો. ત્યાં એક ઝગડો ચાલી રહ્યો હતો. આમણુ સામણુ પત્થરો મારતા હતા, અને હું તેઓમાં જોશ બંધ દાખલ થયો. એક દુકાનદારની કાચની બારીમાં પત્થર વાગવાથી ભૂકો થઇ ગયો, અને આ પત્થર મારે હાથે ફેકેલો હોવાથી અકસ્માત થયો. આ બધી વાત તેના બાપને કહી. દુ;ખી દિકરાએ કહ્યું કે પણ સૌથી વધારે ખોટું તો એ થયું કે વારંવાર મેં તમારા હુકમ તોડયા છે. તમે મને માફ કરશો ?

બાપે જોયું કે તે હુકમ તોડવાના કારણથી પોતાનાં બધાં કામને ખરી રીતે ધિક્કારે છે, અને પોતાનો ગુનો કબુલ કરે છે, ત્યારે પ્યારથી તેને શિખામણ દીધી. સુવા જતાં પહેલાં ખરી રીતે તેને માફી મળ્યાની ખાત્રી કરી આપી, ખ્રીસ્તીમાં જે મેળાપ કરવાથી માફી થાય છે. તે આ બીજા પ્રકારની માફી અથવા બહાલ કરનારી માફી છે.

હવે ત્રીજી રાત આવી. વાળુ કર્યા પછી તેમના રોજના રીવાજ પ્રમાણે બીજાં બધાં છોકરાં બાગમાં રમવા જવાને તૈયાર થવા લાગ્યાં

વોલટરે પુછ્યું કે—બાપા, હું પણ રમવા જાઉં ?

બાપે જવાબ દીધો—ના, મારા દિકરા.

વોલટર—પણ બાપા, હું ધારતો હતો કે તમે મને માફ કર્યું છે.

બાપ—શું તને માફ નથી કર્યું ? શું દુકાનદાર તથા પોલીસે આજ તને સતાવ્યો ?

વોલટર—ના બાપા.

બાપ—કેમ ?

વોલ્ટર—પત્થર ફેંકી બારી તોડી નાંખવાથી મારે માથે જે નુકશાની આવી હતી. તે બધી નુકશાની તમે ભરી આપી છે,

બાપ—ત્યારે આ બાબતમાં મેં તને માફ કર્યું છે. વળી રોજના રીવાજ માફક આજ સવારે શું. મેં તને બચ્ચી નથી કરી ? ખાવાની વેળાએ તારી હંમેશની જગાયે શું તું બેઠો નથી ? અને ખાવાનું જે અમે બધાંએ ખાધું તે શું તને નથી આપ્યું ?

વોલટર—હા બાપા.

બાપ—શું મેં; તારી પ્રત્યે મારી વર્તણુકમાં કંઇપણ ફરક કે કમન દેખાડયું છે ? ગઈ રાતની ખેદકારક બીનાની યાદ સરખી પણ શું મેં દેવાડી છે ?

વોલટર—નહિ, બાપા.

બાપે આગળ કહ્યું કે તારી અને મારી વચ્ચમાં ગઇ રાતે મેળાપ ગએલો છે, પણ હું મારા ઘરના રાજમાં આવી વાતને હલકી ગણીને મુકી દઇ શકતો નથી, કારણ કે આ વાત તારેજ માટે છે, એમ નહિ પણ તારાં ભાઇ બેનોને માટે પણ છે.

આ કારણથી જ્યાં સુધી મને ઠીક નહિ લાગે ત્યાં સુધી તું કોઇપણ રાત્રે બહાર જઈ શકતો નથી. પ્રથમતો બિચારો છોકરો ખીજવાયો અને રડવા લાગ્યો, પણ બાપ, પ્યાર સમેત કાયમ રહ્યો. કે, સાંજે વાળુ કર્યા પછી તેને બહાર જવા દીધો નહી.

થોડીવાર રહીને તે પોતાનું નિશાળનું કામ કરવા લાગ્યો. ઘરમાં બાપનું રાજ છે એ વાતને તાબે થયો. અને દરરોજ રાતેરાતે

પોતાના પાઠ સારી પેઠે કરવા લાગ્યો, તેથી હપ્તાની આખરે તેના માસ્તરનો રીપોર્ટ આવ્યો કે ઘરપર અભ્યાસ કરવાથી સૌ કરતાં વધારે નંબર તેને મળ્યા છે.

બીજી રાત્રે બાપે કહ્યું હવે મારા દીકરા, તું બહાર જઇ શકે છે. હવે તેને માલુમ પડયું કે હું માબાપના કાયદા તથા સત્તાને તાબે થયો એટલુંજ નહી, પણ આ કારભારમાં મને નિશ્ચય ફાયદો થયો છે; અને આ રીતે તેને સરકારી માફી મલી ગઇ.

અમારી હાલત આવીજ છે. પવિત્ર આત્માની મારફતે અમારો મેળાપ બાપ તથા પુત્રની સાથે થાય. એટલું બસ નથી, રાજમાં પરમેશ્વરની સત્તા છે, તે અમારે માનવી જોઇએ. પરમેશ્વરના જબરજસ્ત હાથ નીચે તાબે થઇને રહેવા માટે અમારૂં તેડું છે, કારણ કે ઠીક વખત પર તે અમને ઉંચા કરે, અમારે આ મુસાફરીમાં બહુ બીકથી વખત કાઢવાનો છે. કારણ કે અમે બાપને પોકારીએ જે પ્રતિએકના કામ પ્રમાણે પક્ષપાત વગર ન્યાય કરે છે (૧ પીતર ૧;૧૭) જેવી બીક ગુલામોને લાગે છે તેવી બીક અમારી નથી. કેમકે એજ પત્ર ૫ મા અધ્યાયની ૭ મી કલમમાં લખ્યું છે કે. તમારી સર્વ ચિંતા તેનાપર નાંખો. કેમકે તે તમારી સંભાળ કરે છે, પણ તે ચાહે છે કે, અમે અમારી ચાલચલગત વિષે સાવધાન રહીએ, અને પાપ કરવાના ચાલતા આવેલા ધારાની ઠગાઇમાં ના પડીએ. રીવાજ પડી ગયો છે કે અમે હમેશાં પાપ કરતાં રહીએ અને માફી હમેશાં માગ્યા કરીએ અને માની લઇએ કે હવે બીજું કશું કરવાનું નથી, કેમકે આપણો દેવ ખાઇ જનાર અગ્નિ છે જો ઇસુ ખ્રીસ્તના લોહી વહેવડાવ્યા વિના અમારી અનંત માફી થઇ છે જો ઇસુ ખ્રીસ્તની પ્રબળ પ્રાર્થના વિના અમારો મેળાપ થયો છે. તો ખાત્રી રાખી જો કે,

પરમેશ્વર અમને સજા કર્યા વિના પાપની સાથે ખેલ કરવા નહિ દે. અમારે નક્કી જાણવું જોઇએ કે, રાજમાં તેનો હાથ વહેલો કે પછી મોડો અમને માલુમ પડશે. તેની સામે બાથ ભરવાથી કંઈ વળવાનું નથી, એ એવો જબર લઠ હાથ છે. તોપણ અમારે કદી ભૂલી જવું ન જોઇએ કે, હરેક ચળવળની પછવાડે પરમેશ્વરનો પ્રબલ પ્રેમ હોય છે, અમારે એવો વિચાર ના કરવો જોઇએ કે પરમેશ્વરના દીલમાં દયા છે, તેથી તેનો રાજવહીવટ હલકો રહેશે કેમકે દયા દેખાડવામાં તેના દીલમાં ન્યાયપણું કાયમ છે. અમે કૃપાને જાણીએ છીએ તેથી તેને કદી લુચ્ચાઈ ભેગી કરી દુનિયાના ધારા સાથે ચાલવું ન જોઇએ, અથવા પ્રભુની આગળ અમારૂં કામ જોયું ના જોયું થઈ જશે એમ સમજીને અમારે પોતાને દગો દેવો ના જોઇએ. અમે હમેશાં એકજ રીતે લણીશું નહી. અમારા વાવવાનું ફળ આત્મામાં કડવાશ કરશે અને એમાં શક નથી કે જેને મનમાં બહુ દુઃખ લાગશે તેને બહાર થોડું હશે. પણ જેને બહાર બહુ દુઃખ વેઠવું પડેશે તેના અંતરમાં થોડું; પણ સરકારી વહીવટમાં જે બાપ બહાર તથા અંદરનું જાણે છે તે પ્રત્યેકના કામ પ્રમાણે પક્ષપાત વગર ન્યાય કરે છે. તેને માથે આ બધું છોડી દો. ૧ પીતર. ૧; ૧૭.

પ્રભુ એવું કરે કે આ ચોપડીના લખનાર તથા વાંચનાર બંનેને પુષ્કળ આશિર્વાદ આપે અને તેના પ્રેમ તથા પવિત્રતાની સમજણ વિષે અમારા આત્મામાં એવી ઉંડી લાગણી થાય કે, અમે તેની આગળ નમ્રતાથી ચાલીએ, તેને વધારે મળતા રહીએ અને આખરી મંજીલે પહોંચીએ ત્યાંસુધી દીલોજાનથી તેનું કામ કરીએ.



# પ્રાર્થના

હે દયાળુ બાપ, અમે તારી પાસે બુદ્ધિ તથા સમજણ માગીએ છીએ. આ દુનીઆમાં તારા નામની આડમાં અનેક માણસો, મંડળીઓ, સમાજો તથા કંપનીઓ થોડા કે ઘણા પૈસાની કમાઇ કરે છે, પણ પૈસા વડે તારૂં કામ ચલાવવાને તેં કોઇને એજંટો રાખ્યા હોય, એવું કંઇ માલમ પડતું નથી. તારૂં રાજ આવે, તેનો કારભાર તેં પોતેજ હાથમાં રાખ્યો છે. એવી સમજણથી અમે કોઇ મંડળીને તાબે ન થતાં તારી જ પાસે દાન માગીએ છીએ કે, તું અમ પર કૃપા કર અને દાન આપ. તારી કૃપાને લુચપણું ભેગી મેળવી, તેનો ગેર ઉપયોગ કરતાં અમને અટકાવ. ઇસુખ્રીસ્તને નામે માગીએ છીએ. આમેન.

15–12–31 B. I. P.

**મળવાનું ઠેકાણું:–**

આ ચોપડી તેના લખનાર

**મિ. બી. આઇ. પટેલ.**

પટેલ્સ બીલ્ડીંગ્સ,

સીવીલ લાઇન્સ.

**અજમેરથી મળી શકશે.**

ધી "સૂર્યપ્રકાશ" પ્રિન્ટિંગ પ્રેસમાં, પટેલ મુળચંદભાઈ ત્રિકમલાલે છાપી. પાનકોરનાકા—**અમદાવાદ.**